# મારી લીમીટેડ કંપની

પેટ પકડી હસાવનાર
રમુજ સાથે
બોધ આપનાર
એક અતિ રમુજી
સ્વપ્ન.

## ચું ચું એન્ડ
## મીંઆઉ કંપની
## અનલીમીટેડ.

લેખક—સુરતી.

કીંમત ૦—૧—૦ આનો.

# નવુ પરણુ પારસી સજોડુ

## ખાદીના પોશાકમાં સુંદર ફોટો.

કાંય સીલ્લાં ડીયર—આજકાલ બહુ ઉદાસ કેમ દેખાય છે પરણુતી વેળા તો બહુ આનંદમાં હતી.

શું કહુ ધન્જી ડીયર, મારૂ કપાળ, પરણુતી વેળા તો તમે આપણો સુંદર ફોટો ખેંચાવવાનું વચન આપેલું વળી મુંબઇ વાળા પેલા તારાપોરને ત્યાં છબી પડાવવા માટે મુંબઈની લટાર મારવાનું પણ કહેલું પણ આજે આઠ દિવસ થયાં તે વાત તો ખોરંબે પડી છે.

વાહરે સીલ્લાં ડીયર વાહ તું તો જબરી શીસાળ દેખું. હું તો તે વાત ભુલીજ ગયો.

વાહ ત્યારે એમ કરો હવે મુંબઇ જવા જરૂર નથી બાજુમાં રહેતી પેલી પીલ્લાં તેના ધણી પેસી પસ્તાકીયા સાથે ભાગાતળાવ માં કોઇ ચાંપાનેરીયા ફોટોગ્રાફરને ત્યાં પડાવેલી છબી કાલેજ મને બતાવી ગઇ તેઓએ ખાદીનાજ કપડાંમાં છબી પડાવીય અને એવી સુંદર શોભેચ જો. આપરે પણ આપરા ખાદીના કપરામાંજ છબી પડાવીશું. કાલે બપોરે જરૂર જઇશું જોવની આય શું તે છબીવાળાના એડ્રેસનું કાર્ડ મારી પાસેજ છે જો.—

ચાંપાનેરીયા ફોટોગ્રાફર ભાગાતળાવ સુરત.

વસે ધણી ધણીયાણીના સુંદર ફોટો લેવાયેલ

# લીમીટેડ કંપનીઓના ભોપાળાનો

# આબેહુબ ચિતાર.

## પેટ પકડી હસાવનાર રમુજ સાથે બોધ આપનાર એક અતિ રમુજી સ્વપ્ન.

# ચુંચું એન્ડ મીઆઉ કંપની અનલીમીટેડ. ૧

લેખક—સુરતી.



છપાવી પ્રસીદ્ધ કરનાર-મગનલાલ વનમાળીદાસ

લીમડાચોક-સુરત.





આવૃત્તિ ૧ લી પ્રત ૫૦૦૦

૧૯૨૨.







 આ ચોપડી મળવાનાં ઠેકાણાં

દેશી મિત્ર પ્રેસ લીમડાચોક–સુરત.

ચાંપાનેરીઆ ફોટોગ્રાફર–સુરત.

સાબરકાંઠા બોર્ડીંગ હાઉસ મમ્માદેવી પોસ્ટ પાછળ
મુંબઇ.

---

સુરત લીમડાચોકમાં આવેલા પોતાના દેશી મિત્ર પ્રેસમાં
મગનલાલ વનમાળીદાસે છાપી.

---







# મારી લીમીટેડ કંપની.

## ચુંચું એન્ડ મીઆઉ કંપની અનલીમીટેડ.



મારા મહેરબાન કદરદાન વાંચનાર, જયારે મુંબઇ અમદાવાદ કલકત્તા વીગેરે શહેરોમાં લીમીટેડ કંપનીઓ ફડાફડ ફુટી નીકળવા માંડી અને એજન્ટો પોતાના ખીસ્સા તર કરનાર ભવિષ્ય માટે દોસ્તઆસનાવોમાં શેરો ખપાવવા માંડયા ત્યારે આવી એકાદ લીમીટેડ કંપની ઉભી કરવાનો આ સેવકને પણ કીડો ચવડી આવ્યો જયારે સેવક સુરતમાં દરિયા મહેલના એક ભયંકર ઓરડામાં સુતો હતો ત્યારે સવારના બરાબર સાડાત્રણ વાગે આ વિચાર સેવકના ભેજામાં જપ દઇને ઘુસી ગયો. આ એક શુભ ઘડી હતી કેમકે જો આ વિચાર અમલમાં મુકાય તો સેવકનું નસીબ ફરી જાય (પાછું સીધુ થવાની શરતે હોં કે) અને એટલી બધી આવક થાય કે સેવક પોતે તથા સેવકના પોરીઆના પોરીઆઓ બેઠા બેઠા ચાવ્યાજ કરે ( ચણા મમરા ) તો પણ ખુટે નહીં. વારૂ, મારા વિચાર તો સરરરરરરર કરતા આગળ ચાલ્યા કેમકે એવા નજીવા કામમાં કાણા જોશીને મુહુરત પુછવા દોડી જાય એવું આ સેવકનુ ભેજું નથી.

બીજેજ દિવસે કંપનીનુ પ્રોસ્પેકટસ બહાર પડયું જે નીચે મુજબ છે.

આ કંપનીનું પ્રોસ્પેક્ટસ થોડાજ વર્ષમાં છપાવી રજીસ્ટર કરાવવામાં આવશે.

## કંપનીનું નામ.

## ચુંચું એન્ડ મીઆઉ કંપની અનલીમીટેડ.

## ડીરેક્ટરો.

૧ મી. કાણાજોશી—તે સુરતના જુના પુરાણા જોશીરાજ અને ભવિષ્ય જોવામાં એક્કા (એક્ષ્પર્ટ)...ચેરમેન.

૨ મી. બંદાજી—બંદાનો ઝપાટો લખનાર અને બખલાના બાપા.

૩ મી. સુરતીલાલ—તે સુરતીનો સપાટો લખનાર શેર બજારનો સુરતી શહેનશાહ અને સ્મશાન ભુમિના શ્રાપ.

૪ મી. ગપ્પીદાસ—તે ગપ્પીનો ગપાટો લખનાર ગોળાઓનો ગોરને ધોળા દિવસનો ચોર.

૫ મી. ધરરરરરરર ફુસ—તે આ કંપની ઉભી કરવાની તસ્દી લેનાર સેવક પોતે.

## બેન્કર્સ.

દીવાળીઆ બેન્કો—જે જે બેન્કો અત્યાર સુધીમાં માન સહિત પોતાનું કામકાજ બંધ કરી શાંતિમાં સુતી હોય તે.

## સોલીસીટરો.

મેસર્સ ખરીઆ ખરખરની કંપની—તે બબ્બાની બહારમ બહાદુર.

## ઓડીટરો યાને હિસાબ તપાસનારા.

મેસર્સ હાજીહાની કંપની–તે એજન્ટોના કહેવા પ્રમાણે બીલાડું ઘસી આપનાર.

## એજન્ટો.

મેસર્સ મુસ મુસ એન્ડ કુંપની–તે ઉંદર બિલાડી સાથે સારો સંબંધ ધરાવનાર અને ઉંદરોના ખેરખ્વાહ.

## અનરજીસ્ટર્ડ ઓફીસ.

મુંબઇમાં મમ્બાદેવીમાં બરાબર વચ્ચે એકજ થાંભલાપર ખાસ ઉભી કરવામાં આવશે. (પાયો નખાઇ ગયો છે).

## શેર ભરાવવાની દલાલી.

દરેક શેર ભરાવનાર દલાલને શેર દીઠ એકેક ઉંદર કંપની તરફથી ભેટ આપવામાં આવશે જેથી પ્લેગ કોલેરા જેવા જીવ-લેણ રોગ વેલા તેને ઘરમાં છુટો મુકી દેવાથી તેના પરોપકારનો લાભ તે ગ્રહસ્થ લઇ શકશે.

## નફો.

આ કંપની કોઇ પણ જાતનો નાણા સંબંધી નફો કરવાની આશા રાખતી નથી કે પ્રયત્ન પણ કરવાની નથી કેમકે કંપનીનું એવું સંગીન મત યાને મજબુત અભિપ્રાય છે કે પૈસો એ તુચ્છ વસ્તુ છે મળી મરતી વખતે પૈસો સાથે આવતો નથી તે કંપની સારી રીતે જાણે છે. તેથી નાણા સંબંધી નફો કરવાનું કંપનીનું બીલકુલ મત નથી.

## એજન્ટો સાથે કરાર.

એજન્ટો કોઇપણ જાતનું વ્યાજ વહેંચવા બંધાતા નથી પણ કોલના નાણા એજન્ટોની મરજીમાં આવશે ત્યારે વસુલ કરી શકશે. એજન્ટના કામમાં કે કરેલા ખર્ચમાં ડીરેકટરો માથું મારી શકશે નહિ. ટુંકમાં શેરોના તમામ નાણા ભરાઈ ગયા બાદ શેર હોલ્ડરનો કોઇ પણ જાતનો હક કંપનીમાં રાખવો કે કેમ તે એજન્ટોની મુન્સફી ઉપર રહેશે (બીજી એથી વધુ સખત શરતો છે પરંતુ હાલ તુરત બહાર પાડવાથી શેરો ભરાતા કદાચ આચકો લાગે તેમ લાગવાથી હાલ તુરત બહાર પાડવાનું દુરસ્ત ધારતા નથી.)

## પ્રોસ્પેકટસ.

### હેતુઓ.

૧. એજન્ટોને પારકે પૈસે પરમાનંદ કરતાં શીખવવું. ઘરડા ખોખરાં બાઇ બાવડાઓના તથા ભોળા લોકોના પૈસા કઢાવી તેમને માથે હાથ દઇ રોતા કરવાનું, ધોયલા મુળા જેવા સફેદ કપડા પહેરી ધોળે દિવસે ધાડ પાડવાનું, આગળથી વિનય વિવેક અને સભ્યતા બતાવી પાછળથી ધકકો મારી લોકોને લુટવાનું, સોનેરી ટોળીથી સવાયું અને સફેદ ઠગથી સાત ગણું સારૂં કામ ચાલાકીથી, ફેશનથી અને જેન્ટલમેનની રીતથી કરી બતાવવાનું વીગેરે કામમાં એજન્ટોને ચાલાક હુશીયાર અનુભવી અને પાવરધા બનાવી. આ કંપનીની થાપણ પુરી થઈ ગયા બાદ.

# આર્ટીકલ્સ ઓફ એશોસીએશન.

આ કંપની તરફથી તેમને ચીન, જાપાન રૂસીઆ અમેરીકા આફ્રીકા અબ્રસ્તાન કબ્રસ્તાન વીગેરે દેશોમા મોકલી ત્યાંથી એજ રસ્તે પૈસો પ્રાપ્ત કરી આ ગરીબડા હિન્દ દેશમાં ત્યાંથી ઘસડી લાવેલા પૈસાની રેલમછેલ કરવી એ આ કંપનીનો મુખ્ય હેતુ છે. (આથી હિન્દ દેશ પરનો ગરીબાઈ ) તથા કંગાળીયતનો કાળો દાઘ તથા કલંક હમેશને માટે દુર થશે.

૨ આ દેશમાં વેરભાવ તથા કુસંપ ઘણો હોવાથી સખતમાં સખત વિરોધ ધરાવનાર પ્રાણી જેવા કે ઉંદર અને બિલાડી વચ્ચે ભાઇચારો કરાવી તે મારફતે દેશની જુદી જુદી કોમો તથા ધર્મના લોકોમાં ભાઇચારો કરાવવો તેમજ પ્લેગ કોલેરા જેવા જીવલેણ રોગ વેળાએ ઉંદરો પોતાના પ્યારા પ્રાણનો ભોગ આપી મનુષ્યોને ચેતાવે છે કે નાસો ભાગો નહિતો મરશો આમ છતાં તેની કદર કરવાને બદલે મ્યુનિસીપાલીટી તથા સરકાર નગુણી થઈ તેને મારી નંખાવે છે તો એવા પરોપકારી ઉંદરોની વ્હારે ધાઇ તેને બચાવી લઇ સારા હિન્દુસ્તાનના ઉંદરોને એક હાથ કરી તેમની વખારોની વખાર ભરવી એ આ કંપનીનો બીજો હેતુ છે.

(આ સીવાય બીજા ઘણા હેતુઓ છે પણ હાલ તુરત બહાર પાડવાથી શેરો ભરાતાં કદાચ આચકો લાગે તેમ લાગવાથી હાલ બહાર પાડતા નથી)

ડીરેકટરોની સંપુર્ણ ખાત્રી છે કે આ પ્રોસ્પેકટસ બહાર પડતાંજ શેરો માટે જબરો દરોરો પડશે જેથી આર્ટીકલ્સ વીગેરે

બીજી કોઈ પણ હકીકત બહાર પાડવાની તસ્દી લઈ વાચનાર બંધુના ભેજાને ઘસી નાંખવા માંગતા નથી.

ડીયર વાંચનાર શું જુએ છે આ પ્રોસ્પેકટસ બહાર પડતાંજ શેરો માટે જબરો દરોરો પડયો જે બહોળા તથા પહોળા કામને પુગી વળવા માટે ઇરાનથી પહોળા કદના પારસી ઓ, જાપાનીસ બીરના શોખીન જાપાનીસ ખચ્ચરો, અમેરીકન એક્ત્રા નંબર વનના શોખીન અમેરીકન ઉંદર માસ્તરો, ચું ચું કરનાર ચુવા માસ્તર ચીનાઓ, આફ્રિકાની ગોરી ગોરી મધમો ઇટલીના ફીટલી માસ્તરો, જર્મનીના જમના જમાદારો વીગેરે વીગેરે વીગેરેને તુરત તાર પાર્સલથી બોલાવવામાં આવ્યા જેઓ પોતાના દેશમાંથી ગપ દઇને ઉડયા તે બીજીજ મીનીટે સપ દઇને આપણી અલબેલી મુંબઇ નગરીના મમ્માદેવીના તળાવમાં ધડોધડ પડવા લાગ્યા ત્યાં તેમને હીલે ખુબ કાદવ ચોળી નવડાવી ધોવડાવી કંપનીની ખાસ એક થાંભલા પર ઉભી કરેલી ભયાનક અને ભયંકર ચિત્રોથી શણગારેલી ઓફીસમાં ઘસડી જવામાં આવ્યા, કેમ ડીયર વાંચનાર હસવું કેમ આવે છે, એ તો બુદ્ધી કોઇના બાપની છે? બુદ્ધી તો દરેકમાં હોય છે પણ તે વાપરતાં આવડવી જોઇએ.

મારા બેટા ડીરેકટરો કાંઇ કાચા નહોતાં, તેઓએ ઠરાવ કીધેલો કે જે કોઇ શેર લેવાની અરજી આપવા માંગતો હોય તેજ ઓફીસમાં આવી શકે તેથી જે લોકોની શેર લેવાની ઇચ્છા નહી હતી તેવાઓનો પણ આ દેશપારના ઢીંગલાઓ જોવા ખાતર જબરો દરોરો પડયો અને એ રીતે કંપનીના તમામ શેરો ગપો-ગપ ને ચપોચપ ઉડી ગયા.

તમામ શેરો ખપી જતા એજન્ટોના હાથમાં મોટી રકમ આવી. બીજેજ દિવસે ડીરેકટરોની મીટીંગ મળી જેમાં નીચે મુજબ ઠરાવો થયા.

ઠરાવ ૧. મુંબઇ અમદાવાદ, કલકત્તા વીગેરે શહેરોમાં ઉંદરો ઘણા હોય છે અને ઉંદરો ખાસ કરી ગટરોમાંજ રહે છે જેથી આવી ગટરોની સુગંધીના શોખીન અને ઉંદર પકડવામાં એક્કા (એક્ષ્પર્ટ) ખાસ ઓસ્ટ્રિઆથી બોલાવવા તથા બીલ્લી પકડનાર એક્ષ્પર્ટ ખાસ બેલજીયમથી બોલાવવા.

ઠરાવ ૨. પ્લેગ કોલેરા જેવા જીવલેણ રોગ વેળા ઉંદરો પોતાના પ્યારા પ્રાણનો ભોગ આપી મનુષ્યોને ચેતાવે છે કે નાસો ભાગો નહિ તો મરશો. આમ પોતાના પ્યારા પ્રાણના ભોગ આપી પરોપકાર કરનાર ઉંદરોની વ્હારે ધાઇ તેને બચાવી લેવા પકડવા માટે મોટા મોટા શહેરોની મ્યુનીસીપાલીટીઓ સાથે કોન્ટ્રાકટ કરવો અને એ રીતે સારા હિન્દુસ્તાનના ઉંદરો એક હાથ કરવા.

ઉપર મુજબ ઠરાવો થયા વિલાયતી એક્ષ્પર્ટો આવી લાગ્યા અને ઉંદર બિલાડી પકડવાનું કામ ધમધોકાર ચાલવા માંડયું.

## ઉંદરોની સભા.

એક દિવસ સોમવતી અમાસને શુક્રવારે સવારમાં સાડા સાત વાગે સોનાપુરમાં ચુંચું એન્ડ મીઆઉં કંપની અનલીમીટેડે પકડીને એકઠા કીધેલા સાડાત્રણ લાખ ઉંદરોની એક ગંજાવર સભા મેળવવામાં આવી તેમાં નીચે મુજબ કામકાજ થયું.

એક ઉંદર—આ સભાનું પ્રમુખસ્થાન મી. કોળને આપવાની હું દરખાસ્ત મુકું છું.

બીજો ઉંદર—આ દરખાસ્તને હું ટેકા સાથે થાંભલો આપું છું.

ચુંચુંના અવાજ.

મી. કોલ—આપ સરવેની એવીજ મરજી છે તો હું ખુરશીમેન (ચેરમેન) થાઉં છું.

એક ઉંદર—આપણી જાતિ પ્લેગ કોલેરા જેવા જીવલેણ રોગવેળા આપણા પ્યારા પ્રાણની પણ દરકાર ન કરતાં મનુષ્યોને ચેતાવે છે કે નાસો ભાગો નહિતો મરશો આમ છતાં સરકાર તથા મ્યુનિસીપાલીટી નગુણી થઇ આપણને મારી નંખાવે છે. માટે તેનો કાંઇ ઇલાજ લેવો જોઇએ.

બીજો ઉંદર—આપણે રાતોરાત ગામ છોડી જંગલમાં ચાલ્યા જવું જેથી પછી એ લોક કોને મારશે.

આ વીચાર ચાલે છે તેટલામાં બહારથી મીઆઉં મીઆઉંનો ગંભિર અવાજ આવ્યો જેથી ઉંદરોની દોડધામ થઇ રહી એટલે પ્રમુખ મી કોળે ઉભા થઇ કહ્યું કે ભાઇઓ ધીરજ ધરો નાસ ભાગ કરવાની જરૂર નથી. પરોપકારી ચુંચુ એન્ડ મીઆઉ કંપની, અનલીમીટેડના પ્રયાસથી હવે આપણે બીલાડી સાથે સંપ તથા એકયતા થઇ છે. તેથી હવે તેનાથી બીવાની જરૂર નથી.

એટલામાં બહારથી બિલાડી આવી ભાષણ કરવા લાગી કે હવે આપણામાં સંપ ભાઇચારો તથા એકયતા થઇ છે. આપણે સંપથી રહીશું તો પછી કોઇની મગદુર નથી કે તે આપણો વાળ

૯૯–૪૯



પણ વાંકો કરી શકે આપણા વચ્ચે ભાઇચારો કરાવનાર ચુંચુ એન્ડ મીઆંઉ કંપનીના બાહોસ એજન્ટ મી૦ ધરરરરરર ધુસનો સાતસો સાડી સાડત્રીસ ગાડા ભરી ઉપકાર માનવો આ ભાષણથી આનંદ આનંદ થઇ રહ્યો અને ચુંચું અને મીઆઉના ગગન ભેદી અવાજ વચ્ચે સભા બરખાસ્ત કરવામાં આવી.

સભાઓના લાંબાં લચ હેવાલો પેપરોમાં આવવા લાગ્યા વળી મુંબાઇના જાહેર છાપાઓમાં "ચું ચુ એન્ડ મીઆઉં કંપનીએ આજે પકડેલા ૫૭૭૭૭ ઉંદરો "કંપનીના એજન્ટોને સાહસમાં મહાન ફતેહ" શેરોના ભાવમાં જબરો ઉછાળો "ઉંદરોની ગંજાવર સભા" વિગેરે હેડીંગો સાથે લેખો લખવા માંડયા. આવા આશા આપનારા લેખોથી શેરોની માંગણીની અરજીઓ હજી પણ આવતી હતી, આવા લેખોથી સેવકના ભેજામાં તો ઉથલ પાથલ થવા માંડી અને ગલગલીઆ છુટવા માંડયા વળી સેવક તો પોતાના ભુસાથી ભરેલા ભાગ્યવાન ભેજાંપર આફ્રીન કરવા લાગ્યો ને મનમાં ખુશી થઇ બોલી ઉઠયો કે "વાહરે મારા કીંમતી ભેજા વાહ" એમ કરી ભેજાને આફ્રીન કરવા લાગ્યો.

થોડાજ દિવસમાં ચું ચુ એન્ડ મીઆઉ કંપનિના ડીરેકટર મી૦ ધરરરરરર ધુસના અથાગ પ્રયાસથી લગભગ તમામ ગામ તથા શહેરના ઉંદરો કંપનીમાં જમે થઇ ગયા વળી પરદેશમાં ઉંદરોની સારી કીંમત મળવાથી બોર્ડ ઓફ ડીરેકટરે ઠરાવ કરી ચીન, જાપાન રૂસીઆ ફ્રાંસ અમેરિકા અબ્બસ્તાન કબ્રસ્તાન વીગેરે દેશોમાં બ્રાંચો ખોલી ત્યાં ઉંદરોની સ્ટીમરો ભરી રવાના કરવા માંડી. આ મુજબ રકમબંધ ઉંદરો પરદેશ જવાથી દેશમાં ઉંદરો જુજ રહી ગયા.

એટલામાં દેશમાં એક વખત જબરો પ્લેગ ફાટી નીકળ્યો. લોકોના ઘરમાં કે ગામમાં પ્લેગ ક્યારે ઘુસે છે તેની ખબર લોકોને પડી નહી અને તેથી કીમતી જાનો ગપોગપ તે ચપોચપ ઉડી જવા લાગ્યા જેથી લોકોએ ભેગા મળી ચુંચુ એન્ડ મીઆઉ કંપનીને અરજ કરવા માંડી કે હમારા ઉંદર હમને પાછા લાવી આપો ત્યારે કંપનીના એજન્ટ મી. ધરરરરરર ધુસે જવાબ આપ્યો કે જ્યાં સુધી ઉંદરો તમારી પાસે હતા ત્યાં સુધી તમે તેની કદર ન કરી તેને મારી નંખાવતા હતા. માટે તમે ઉંદરને માટે નાલાયક છો. તેથી ઉંદર પાછા મળશે નહીં.

આથી દેશના આગેવાનોનું કોન્ફરન્સ મળ્યું અને તેમાં કમીટી નીમાઈ ડેપ્યુટેશનના રૂપમાં કંપનીને અરજ કરવામાં આવી કે કોઇ પણ ખરચે અને કોઇપણ ભોગે હમારા ઉંદર પાછા હમને મંગાવી આપો.

આથી બોડ ઓફ ડીરેક્ટરે એકઠા થઇ ઠરાવ કર્યો કે ચુંચુ એન્ડ મીઆઉ કંપનીના એજન્ટ મી. ધરરરરરર ધુસને પોતાના બબલા તથા બબલાની બા સાથે આવતી મેલ સ્ટીમરમાં ફ્રાન્સ રવાના કરવા અને અત્રેથી ત્યાં મોકલેલા તમામ ઉંદરો કોઇ પણ ખરચે અને કોઈ પણ ભોગે પાછા ખરીદી લઇ સ્ટીમરો ભરી અત્રે પાછા રવાના કરવા આ ઠરાવને અનુસરી એજન્ટ મી. ધરરરરરર ધુસ પોતાના બબલા તથા બબલાની બા સાથે સ્ટીમરપર જવા નીકળ્યા દરિયા કિનારે સ્ટીમર ઉભી હતી કિનારેથી સ્ટીમરપર જવા દોઢ ફુટ પહોળું એક પાટીઉં ગોઠવેલું હતું તે પર થઇને મી. ધરરરરરર ધુસ તેના બબલા તથા બબલાની બા સાથે સ્ટીમર પર

જવા માંડે છે તેટલામાં પાછળથી કોઇએ મી. ધરરરરરર ધુસ કરી ધુમ મારી એટલે ત્રણે જણા ચમકી ઉઠયાને દરિયામાં પડી ગયા એટલામાં એક બહાદુર યુવાન જે કિનારા પર ઉભો હતો તે એકદમ દરિયામાં તુટી પડયો તે ત્રણેને ગલચીમાંથી પકડી બહાર કિનારાપર અફાળ્યા ત્રણે બેભાન થઈ ગયા હતા પણ તેમના પર દવા છાંટવાથી તેઓ કાંઇક જાગૃતીમાં આવ્યા અને પાસુ મરડી આંખ ચોળતા બેઠા થયા તો વ્હાલા વાંચનાર ત્યાં તો સ્ટીમર દરિયો વીગેરે કાંઈજ મળે નહિ. જે દરિયા મહેલના ભયંકર ઓરડામાં રાત્રે સુતા હતા તેજ ભયંકર ઓરડામાં પોતાને ઉંઘમાંથી જાગી ઉઠેલા જોયા લીમીટેડ કંપની, ઉંદર બિલાડી, પારકે પૈસા પરમાનંદ, ઉંદરોની સભા વીગેરે જે કાંઈ હકીકત જણાવી તે તો તેમને આવેલું રમુજી ને વિચીત્ર સ્વપ્નું હતું.

કેમ વ્હાલા વાંચનાર બુદ્ધી કોઇના બાપની છે ?

## છેવટનો સાર.

આ કંપનીના-સ્વપ્નાનો ચિતાર ઘણી ખરી લીમીટેડ કંપનીની ખરી સ્થીતિ ખરા સ્વરૂપમાં રજુ કરેછે દેશની અઢળક દોલત આવી લીમીટેડ કંપનીઓ પાણીના પરપોટા માફક ફુટી જઈ એજન્ટોના ખીસાતર કરી બાપડા ગરીબ તથા ભોળા લોકોને માથે હાથ દઇ રડતા કરી જાય છે; છતાં કોઇ નવી લીમીટેડ કંપની ઉભી થતાંજ તેના શેરો પર જબરો દરોરો પડવા માંડે છે તેમજ દલાલો પોતાને મળતી મોટી દલાલીના લોભે બાપડા ગરીબ ગરબાંઓને ફસાવવા આડા અવળા સમજાવી શેરો ભરાવી જાય છે.

આવી લીમીટેડ કંપનીઓના બહારથી મોટી આશા આપનારા દેખાવો પ્રોસ્પેક્ટસો કે મોટા મોટા ડીરેક્ટરોના નામોથી અંજાઇ કે લોભાઇ ન જતાં તેનાથી દુર રહેવા પ્રજા પ્રયત્ન કરશે તો આ લેખક આ લેખ સાર્થક થયલો ગણશે.

લેખકનું કહેવું એમ નથી કે બધીજ લીમીટેડ કંપની આવી હોય છે. પરંતુ ઘણે ભાગે કંપનીઓમાં હદબહારના મોટા ખરચો, મોટા પગારદાર અમલદારો વીગેરેથી શેર હોલ્ડરના ખીસા પર જબરો કાપ પડે છે એ તો દેખીતીજ બીના છે.

પરમાત્મા સૌને સદબુદ્ધી આપો. સુરતી.

---

## ઉંદરોનો ત્રાસ.

### લેખક ઉંદરોનો ખેરખ્વાહ હોવા છતાં તેના ત્રાસ ભુલી જઇ શકતો નથી.

ઉંદર કેહેર કરે છે રે દુખડાં કોને કહેવા જઇએ.
અમને નિત્ય નડે છેરે ઘરમાં કેમ કરીને રહીએ. ટેક.

ઘર મધ્યેથી દોડી આવે બીછાના પર બેસે
ફુંકી ફુંકી ચાંચજ મારે ના ખબર તેની રહે છે. ઉંદર ૧
ચાર પહોરની રજની માંહે એક ઘડી નવ ઝંપે
નિદ્રામાંથી જાગું ઝબકી તવ કાયા મારી કંપે. ઉંદર ૨
પોથી પુસ્તક કાપી નાંખ્યાં બાકી ન રાખ્યું એક.
ઝાલી ઝાલી થાકી ગયો પણ પાર ન આવ્યો છેક. ઉંદર ૩

ધોતી પોથી કાપી ખાધી દોરી કાપી આખી.
અબોટીયું અંગરખું કાપ્યું તેના સુરજ સાખી. ઉંદર ૪

જળ પીવાનું બોટી ગયા ને તેલ ઢોળી દીધું.
બરણીમાં જે બાકી રહયું તે અરવે મળી પીધું. ઉંદર ૫

ચુંચુંચુંચું ચીસો પાડે લીંડી આગી પાડે.
ઢંઢોળીને હાંકુ ત્યારે હોટો આગી કહાડે. ઉંદર ૬

ગણપતિની ચોથ કહીએ તે કરતાં નથી ચુકયાં.
લશલશતા: લાડુ કરી ઉંદર મામાને મુકયાં. ઉંદર ૭

દીવો જો બળતો રાખું તો દીવેટ તાણી જાય.
એમ કરતાં જો ઉંઘી ગયા તો લંકા જેવું થાય. ઉંદર ૮

જે દિવસના આમ ગયાતા તે દિવસના ઘરમાં પડીયા.
કોઠી પેટી કાપી ખાધી એ રીતે મુને નડીયા. ઉંદર ૯

પાંજરા મુકી મુકી થાકયો તોય ઝાલ્યા નવ ખુટે.
ખાવાનું ઉઘાડી નાંખી જાણે ગોળનું ગાડું લુટે. ઉંદર ૧૦

એ પશુને શું કરીએ મુને રીસ ગઇ છે વ્યાપી
માળા મારી ફેરવવાની ગોમુખી સુદ્ધાં કાપી ઉંદર ૧૧

નિતનિત દુખડાં અમને દે છે કયાં જઇએ અમે નાશી
ભક્ત પીતાંબર એમ કહે છે એને મળજો વાઘની માશી ઉંદર ૧૨

(અન્ય પુસ્તકમાંથી કવિતાના રચનાર ભક્ત પીતાંબર હોય એમ કવિતાની છેલ્લી લીટીથી માલમ પડે છે.)



# ભાઇ ક્યાં ?

# તો કે ઘેરના ઘેર

આજે સાત વર્ષથી સાબરકાંઠા બોર્ડીંગ હાઉસમાં જમુ છું રસોઇ એવી સ્વાદિષ્ટ કે ઘેરને પણ ભુલી ગયો. પણ ખચ્ચર થાય એના હોસ્તારોનું કે મોટા ભપકા સાથે નીકળતા ને હરી-ફાઇમાં ઓછા ભાવોથી જમાડતા લોજોમાં મને પણ જમવા તેડી ગયા અને મારી તબીયતનું નખ્ખોદવાળી નાંખ્યું. બધા લોજની હવા. ખાઇ આખરે ભાઈ ક્યાં તો કે ઘેરના ઘેર તો સાબરકાંઠા બોર્ડીંગ હાઉસનાજ મનગમતા મહેમાન થયા અને તબીયત તો પાછી પથ્થર જેવી બની છે. ભાઇ જુનું તેજ સુન્દુ તેથી લોજમાં જમનાર દરેક બંધુને વિનંતી છે કે ત્યાંજ જમવું સલામત છે.

નવાની ઇચ્છા ન રાખો જુનામાંજ આરામ છે.

સાબરકાંઠા સિવાય બીજે જમવું, એ ધાસ્તીભરેલું કામ છે,

**સાબરકાંઠા બોર્ડીંગ હાઉસ**

**મમ્માદેવી પોસ્ટની પાછળ-મુંબઇ.**

# ભાગાતળાવમાં

# અજબ ધડાકો.

(કુષ્ણુપીઠ તરફથી ચોકબજાર તરફ લોકોનું ટોળું ધસી આવતું જોઇ એક ગામડયો ટોળામાંના માણસને પુછે છે.)

ગામડીયો—અરે ભાઇ એ છે શું? આ બધા ટોળા એ બાજુ કેમ ધસી જાય છે?

જવાબ—તું એ કેઠો આજેજ ધોળકેથી આવેલો દેખું ભાગાતળાવમાં પેલા પ્રોફેસર સ્ટુડીયો વાળાએ શ્રાવણ માસ માટે ખાસ ભાવ ઘટાડયા છે. વળી છબી પણ એવી સુંદર તથા અપ-ટુ-ડેટ પાડે છે કે હાલ તો ત્યાં લોકોની તુટાતુટ પડે છે.

ગામડીઓ—એમ છે. તો તો હું પણ ત્યાંજ જવાનો અને મારી છબી પણ પડાવાનો. ભાઇ મને જરા દુકાન બતાવજે.

ટોળામાંનો એક બીજો સખસ બોલી ઉઠે છે

, અરે આજકાલ પ્રોફેસર સ્ટુડીઓ વાળાએ તો આખર કરી છે બ્રોમાઇડ ઓઇલ પેઇન્ટીંગ સેપીઆ અન્લાર્જીંગ વીગેરે કામો રૂસીયન પ્રોસેસથી છેલ્લામાં છેલ્લી શોધ મુજબ કરી આપે છે. વળી ભાવ પણ મધ્યમ સરનાજ છે.

## પ્રોફેસર સ્ટુડીઓ.

માલેક

ગીરધરલાલ પી૦ ફોટો ગ્રાફર.